# ચાર ઇશ્વરભકતોની વાત.

## ફ્રેડરિક સ્વૉર્ટ્ઝ.

### શરૂઆતનું જીવન અને હિન્દુસ્તાનમાં આવવાનું આમંત્રણ.

ફ્રેડરિકનો જન્મ પ્રશિઆમાં ઈ. સ. ૧૭૨૬ માં થયો હતો. તેનાં માબાપ ભલાં અને ધાર્મિક હતાં. તેની માતુશ્રીએ બાલ્યાવસ્થામાંજ તેને ઇશ્વરને અર્પણ કર્યો હતો, અને એ તેની ઇચ્છા ફળીભૂત થાય માટે તેને ધાર્મિક કેળવણી આપી.

યુનિવર્સિટિમાં તે અભ્યાસ કરતો હતો તે અરસામાં ડૅનિશ મિશનના એક મિશનેરી સાહેબના સમાગમમાં તે આવ્યો. આ સાહેબે દક્ષિણ હિન્દુસ્તાનમાં ઘણાં વરસ કામ કર્યું હતું. પોતે ટામિલ ભાષામાં બાઈબલનું ભાષાંતર કરી શકે, એવા હેતુથી ત્યાર પછી સ્વૉર્ટ્ઝે ટામિલ ભાષાનો અભ્યાસ કરવા માંડયો. આ પરથી તેનું મન હિન્દુસ્તાન તરફ દોરાયું, અને હિન્દુસ્તાનમાં મિશનેરીઓની જરૂર છે, એવું તેના સાંભળવામાં આવતાં તે સૌથી પહેલો તૈયાર થયો. ડેન્માર્ક દેશના રાજાએ તેને ઉત્તેજન અને આશ્રય આપ્યાં.

### હિન્દુસ્તાનમાં આગમન.

કૌટુમ્બિક વારસો પોતાનાં ભ્રાતૃભગિનિઓને સોંપી દઈને, અને પોતાના પિતાનો આશીર્વાદ પામીને, તે ઈ. સ. ૧૭૫૦ના જાન્યુઆરી માસમાં વહાણમાં બેસીને હિન્દુસ્તાન આવવા નીકળ્યો; તેની સાથે બીજા બે પણ નીકળ્યા. આસરે પાંચેક મહિને તેઓ ટ્રાંકવીબાર આવી પહોંચ્યા, જ્યાં ડૅનિશ મિશને તેમનો સારો આદરસત્કાર કર્યો.

## પ્રથમ ધાર્મિક કામ.

સ્વૉર્ટ્ઝને ભાષાનું થોડું જ્ઞાન થયું એટલે તેણે દરરોજ ખ્રીસ્તનો તારણદાયક સંદેશો લોકોને પ્રગટ કરવાને ફરવા જવા માંડયું. કોઈ કોઈ વેળા નિશાળમાં ભણતા વિદ્યાર્થીઓને પણ તે પોતાની સાથે લઈ જતો. તેને હિન્દુસ્તાનમાં આવ્યાને ચાર માસ પણ પૂરા નહોતા થયા એટલામાં તો તેણે ટામિલ ભાષામાં પ્રથમ ભાષણ કર્યું.

હિન્દુઓ સાથે ધાર્મિક વાદવિવાદમાં ઉતરાય માટે તેણે હિન્દુ શાસ્ત્રો અને પવિત્ર પુસ્તકોનો અભ્યાસ કર્યો. તેણે ઘણી મુસાફરીઓ કરી, પરંતુ તે બધી પગે ચાલીનેજ, અને તે એવા હેતુથી કે રસ્તે આવનારજનાર માણસો સાથે ખ્રીસ્ત વિષે વાત કરવાનો તેને લાગ મળે.

## ટ્રિચિનોપલી અને તંજાવરમાં કરેલું કામ.

તંજાવર અને ટ્રિચિનોપલી સુધી તેણે ધાર્મિક સફરો કરી, અને રાજમહેલ સુધી પણ નિર્ભયપણે તેણે સુવાર્તા સંભળાવી. ઈ. સ. ૧૭૬૬ માં ટ્રિચિનોપલીમાં મિશન સ્થાપવામાં આવ્યું, એટલે સ્વૉર્ટ્ઝે પોતાનો નિવાસ ત્યાંજ રાખ્યો, પણ આથી ટ્રાંકિવબારના લોકોનાં મન ઘણાંજ દુખાયાં.

આ વખતે તેનો પગાર માત્ર રૂા. ૩૫ હતો, પણ તે એટલું સાદું જીવન ગાળતો કે તે પગાર તેને બસ થઈ રહેતો.

સ્વૉર્ટ્ઝ ફક્ત હિન્દુઓનેજ બોધ કરતો એમ નહિ, પણ ટ્રિચિનોપલીમાંની એક અંગ્રેજી લશ્કરી ટુકડીનો તે પાદરી સાહેબ (ચેપ્લેન) થયો. આ વખતે હિન્દુસ્તાનનો આ ભાગ હૈદરઅલી સાથે યુદ્ધમાં જોડાએલો હતો. માંદા અને ઘવાએલા સૈનિકોને આત્મિક ઔષધ આપવાની આ એક અમુલ્ય તક સ્વૉર્ટ્ઝને મળી.

તંજાવરના રાજા સાથે પણ તેને ઠીક બનતું, અને તે સ્વૉર્ટ્ઝ પ્રતિ માનની દૃષ્ટિએ જોતો.

આ બધા વખતમાં સ્વૉર્ટ્ઝ પોતાના મદદનીશોને દરરોજ શાસ્ત્રશિક્ષણ આપતો, તેમને કામમાં સૂઝ પાડતો, નિશાળમાં પણ શિક્ષણ આપતો, બપોરની વેળાએ ઉપદેશાર્થે પણ નીકળતો, અને દર સાંજે બ્રિટિશ સીપાઈઓની એક નાની ટુકડીમાં પ્રાર્થના કરાવતો. જેમ જેમ જરૂર જણાતી ગઈ તેમ તેમ તે ટામિલ, ફારસી અને મરાઠીમાં પણ વાતચિત કરતાં શીખ્યો.

**હૈદરઅલી સાથે સમાગમ.**

અંગ્રેજોને હૈદરઅલી સાથે યુદ્ધ ચાલતું હતું તે વખતે અંગ્રેજ સરકારે સ્વૉર્ટ્ઝને સુલેહની શરતોને માટે મોકલ્યો, પણ તે વિગ્રહ અટકાવી શક્યો નહિ, કારણકે ત્યારે પહેલાં હૈદરે મદ્રાસ પાસેના મુલક પર ચઢાઇ કરેલી હતી. તોપણ હૈદરે આવો એક હુકમ બહાર પાડયો હતો કે, "તે પૂજ્ય પાદરી સાહેબને કોઇએ ઇજા કરવી નહિ, કેમકે તે પવિત્ર પુરૂષ છે."

આ દેશના દેશી અને પરદેશી રાજકર્તાઓ સાથે તેને સારી લાગવગ હતી. તેઓ રાજકીય બાબતોમાં તેની સલાહ લેતા. હિન્દુસ્તાનમાં આવેલા સૌથી કાબેલ મિશનેરીઓમાં સ્વૉર્ટ્ઝ પણ ગણાય છે.

**અંત.**

તેની વૃદ્ધાવસ્થા આવી, અને તેનું બળ ઘટવા લાગ્યું ત્યારે પણ તેણે કામ કરવાનું છોડયું નહિ; આખરે નજ ચાલ્યે તેણે છોડયું. ૧૭૯૮ના ફેબ્રુઆરી માસમાં ૭૨ વરસની વયે તંજાવરમાં તે સ્વર્ગવાસી થયો. હિન્દુસ્તાનમાં આવ્યા પછી તે કદી તેની જન્મભૂમિમાં પાછો ગયો નહોતો. મિશનના બગીચામાં જે દેવળ તેણે બંધાવ્યું હતું તેમાંજ તેને ભૂમિને સ્વાધીન કરવામાં આવ્યો.

મદ્રાસમાં આવેલા ફોર્ટ ચર્ચમાં ઇસ્ટ ઇન્ડિઆ કંપનિએ તેનો સ્મારકસ્તંભ ઉભો કીધો; પણ જે સાધુજીવન તેણે આ દેશમાં ગાળ્યું હતું, અને આ દેશના લોકોનાં જીવનમાં જે ફેરફાર તેણે કર્યો હતો, એજ તેનો ખરો સ્મારકસ્તંભ છે.

---

# વિલ્યમ કેરિ.

## શરૂઆતનું જીવન.

હિન્દુસ્તાનમાં આવેલો સૌથી પ્રથમ અંગ્રેજ પ્રોટેસ્ટન્ટ મિશનેરી વિલ્યમ કેરિ નામે હતો. તેનો જન્મ ઈ. સ. ૧૭૬૧માં ઇંગ્લાંડ દેશમાં થયો હતો. તેનાં માબાપ ગરીબ હતાં. તેનો પિતા વણકરનો ધંધો કરતો હતો. કેરિને તેના બાળપણથીજ પુસ્તકોનો શોખ હતો, વળી વિવિધ છોડવા અને પુષ્પોનો તે અતિ શોખીન હતો.

ઇંગ્લાંડ દેશના જે ભાગમાં તે રહેતો હતો તે ભાગના લોકોનો મુખ્ય ધંધો મોચીનો હતો, તેથી ૧૭ વરસની વયે કેરિને તેના બાપે તે ધંધો શિખવવાના હેતુથી એક મોચીને ત્યાં મૂકયો. જોડા બનાવવાનું કામ શીખતાં શીખતાંજ સાથે સાથે ગ્રીક અને લાટિન ભાષાઓનો અભ્યાસ તેણે શરૂ કર્યો, જેથી જણાય છે કે શરૂઆતથીજ અન્ય ભાષાઓ પ્રત્યે તેને કુદરતી વલણ હતું.

કેરિએ સુવાર્તિક કામ શરૂ કર્યું અને બોધ આપવા માંડયો ત્યારે તે ૧૮ વર્ષની કાચી વયનો હતો. વળી મહિનામાં એક વખત ૨૦ માઇલ ચાલીને પાસેના ગામમાં તે બોધ કરી આવતો.

## શરૂઆતનો ઘરસંસાર.

તે વીસેક વર્ષનો થયો ત્યાર પહેલાં તો તેનો શેઠ ગુજરી ગયો. કેરિએ હવે તેની દુકાન ચલાવવા માંડી. વળી તેણે તેના શેઠની બેન

ડૅરોથિ પ્લાકેટ સાથે લગ્ન કર્યું; પણ આ લગ્નથી તે સુખી થયો નહિ. તેની પત્ની અભણ હોવાથી તે તેની યોગ્ય સોબતેણ નીવડી નહિ. આમ હોવા છતાંએ કેરિ તેના પર અતિ પ્રેમ રાખતો અને તેના મરણ પર્યંત તેણે તેના પ્રતિ પ્રેમ અને કાળજી દર્શાવ્યાં.

## તૈયારી.

વિલ્યમ મહાન અભ્યાસક હતો. તે કામ કરવા બેસતો ત્યારે પણ તેની આગળ પુસ્તક ન હોય એવું કદી બન્યું નથી. તે ઘણીવાર પુસ્તક માગી લાવતો, અને કેટલાંક પુસ્તકો તો પોતે ભૂખ્યો રહીને વેચાતાં લાવતો. તેને એવું તો ઉત્તમ ભાષાદાન મળેલું હતું કે ગ્રીક અને લાટિન સિવાય હેબ્રી, ડચ અને ફ્રેન્ચ ભાષાનું પણ તેણે સારૂં જ્ઞાન મેળવ્યું.

થોડાં વરસો સુધી તો પ્રસંગ મળ્યે કેરિ બોધ કરતો, પણ તેનો મનોરથ તો રીતસરનો પાળક થવાનો હતો. તેનો આવો મનોરથ જણાતાં એક મંડળીએ તેને આમંત્રણ આપ્યું, અને પ્રભુ જ્યાં મોકલે ત્યાં સુવાર્તા ફેલાવવાને તેને મોકલ્યો. આ વખતે તે ૨૪ વરસનો હતો.

## આધુનિક મિશનોનો આરંભ.

બહુ જુજ પગારે કેરિને મોલ્ટનની નાની બાપ્ટિસ્ટ મંડળીનો પાળક નીમવામાં આવ્યો. જુજ પગારનું કારણ એ હતું કે ત્યાંના લોકોની આર્થિક સ્થિતિ નબળી હતી. પરંતુ નિશાળમાં શિક્ષક તરીકે કામ કરીને તેણે પોતાની આવકમાં થોડી વૃદ્ધિ કરી. એવામાં દુનિયાના અન્ય દેશોની ધાર્મિક સ્થિતિ તરફ તેનું ધ્યાન ખેંચાયું. તેણે પૃથ્વીનો એક ચર્મગોળો બનાવ્યો, અને દુનિયાના વિવિધ ધર્મો દર્શાવવાને વિવિધ રંગે તેણે તેને રંગ્યો. તેની નિશાળમાં ભૂગોળનો વિષય શિખવતાં આ ચર્મગોળાનો

ઉપયોગ ન કરતો. આ ચર્મગોળા ઉપરાંત તેની દુકાનમાં દીવાલ પર તે એક મોટો નકશો ટાંગતો, જેમાં તે સમયે જાણમાં આવેલા દેશોની વસ્તી અને ધર્મો વિષે હકીકત દર્શાવેલી હતી. દુકાનમાં કામ કરતાં કરતાં તે તેની દૃષ્ટિ વારંવાર આ નકશા તરફ ફેંકતો, અને વિધર્મી દેશોમાં સુવાર્તા કઈ રીતિએ પહોંચાડવી તે વિષે ગંભીરપણે વિચાર કરતો. પરંતુ તેના આવા વિચારોને અનુમોદન આપનાર બહુ થોડા હતા. તેના સમોવડીઆ પાદરીઓ પણ તે વિષે તેને નહિ જેવુંજ ઉત્તેજન આપતા. આવી વિરૂદ્ધતા હોવા છતાંએ તેણે પોતાનો વિચાર મક્કમ રાખ્યો, અને ૧૭૯૧માં તેણે, તેના મિત્ર ઍંડ્રુસ ફુલરે તથા બીજા કેટલાક તેના વિચાર સાથે સમ્મત થનાર ભાઈઓએ મળીને એક મંડળ સ્થાપ્યું, જેનો એકજ અને મુખ્ય હેતુ એ હતો કે, ગમે તે રીતિએ વિધર્મી દેશોમાં સુવાર્તા સંભળાવવી.

## હિન્દુસ્તાન જવા નીકળ્યો.

કયા દેશમાં જવું એ વિષે તે વિચાર કર્યા કરતો હતો તેવામાં થોમ્સ નામના એક સાહેબ સાથે તેને પરિચય થયો. આ માણસ હિન્દુસ્તાનમાં ડોકટર તરીકે ગએલો હતો, અને ત્યાં મિશનેરી તરીકે તેણે કેટલાંક વરસો કામ કર્યું હતું. આ બે જણે સાથે જવાનો ઠરાવ કર્યો.

આ વખતે હિન્દુસ્તાન પર ઈસ્ટ ઇન્ડિયા કંપની સરકારની હકુમત ચાલતી હતી. આ કંપનીને પોતાની સરહદમાં યુરોપીયન મિશનેરીઓ કામ કરે એ પસંદ નહોતું; તેથી હિન્દુસ્તાન તરફ આવનાર વહાણમાં આવવાની ટીકીટ તેમને ઘણી મુશ્કેલીએ મળી. કેરિની સ્ત્રીએ પ્રથમ તો તેની સાથે જવાની આનાકાની કરવા માંડી, પણ આખરે તે કબુલ થઈ.

## હિન્દુસ્તાનમાં ગાળેલાં પ્રથમ વર્ષો.

કેરિ અને તેના મિત્રો ૧૭૯૩ના નવેમ્બર માસમાં કલકત્તા બંદરે ઉતર્યા. આ વખતે તે ૩૩ વરસની વયે પહોંચ્યો હતો. પ્રેરિત પાઉલના નમુના મુજબ તેણે પોતેજ પોતાનો નિર્વાહ કરવા માંડયો. આ પ્રથમ વરસોમાં તેને ઘણી મુશ્કેલીઓ પણ નડી, પણ તે બધી તેણે ધીરજથી સહન કરી.

એક પછી એક વિવિધ સ્થળોનો અનુભવ કરી જોયા પછી આખરે કલકત્તાથી ૧૬૦ માઇલે આવેલા એક ગળીના કારખાનામાં તેને સુપરિન્ટેન્ડેન્ટની જગા મળી. માસિક રૂા. ૨૦૦નો પગાર ઠરાવવામાં આવ્યો. તેણે વિલાયત લખી જણાવ્યું કે હું મારા પગારમાંથીજ મારૂં ગુજરાન ચલાવીશ. મંડળ તરફથી જે પગાર તેને આપવાનો ઠરાવ થયો હતો, તે વિષે તેણે જણાવ્યું કે બંગાળી ભાષામાં નવો કરાર છાપવાના ખર્ચપેટે તે રકમ વાપરવામાં આવે.

પાંચ વર્ષ લગી કેરિએ આ કારખાનામાં કામ કર્યું. તે દરમિયાન, બંગાળી ભાષાના અભ્યાસમાં, નવા કરારનું ભાષાંતર કરવામાં, અને સુવાર્તાપ્રસારક કામમાં તે પોતાનો નિવૃત્તિસમય ગાળતો. પરંતુ કેરિને આ સ્થળની આબોહવા માફક ન આવી. તેને પોતાને સખત બિમારી લાગુ પડી, એટલુંજ નહિ પણ તેનો સૌથી નાનો દીકરો પણ માંદો પડીને આખરે મૃત્યુવશ થયો. કેરિ સાહેબનાં મડમ સાહેબ પર આ દુઃખદ બનાવથી એટલી ભારે અસર થઈ કે તે ગાંડી થઈ ગઈ, અને તેની આખી જીંદગી સુધી કેરિને તેની ખાસ સંભાળ રાખવાની જરૂર પડી.

## સીરામપોરમાં મિશનસ્થાપના.

હવે કેરિએ ગળીનું કારખાનું છોડી દીધું. આ અરસામાં બીજા મિશનેરી સાહેબો કેરિના કામમાં ભાગીઆ થયા; અને

બધાએ મળી એવો ઠરાવ કર્યો કે આપણે સીરામપોરમાં મથક નાખીએ. સીરામપોર આ વખતે ડેન્માર્કના રાજાના તાબામાં હતું. આ નિર્ણય મુજબ ઇ. સ. ૧૮૦૦ના જાન્યુઆરી માસમાં કેરી સહકુટુંબ સીરામપુર આવી રહ્યો.

જે બીજા મિશનેરીઓ કેરિને આવી મળ્યા હતા તેઓમાંનો એક વિલ્યમ વૉર્ડ કરીને હતો. તેને છાપખાનાનું કામ આવડતું હતું, તેથી તેણે તે કામ માથે લીધું, અને ૧૮૦૧માં બંગાળી ભાષામાં નવા કરારની પ્રથમાવૃત્તિ છાપી. આ છાપખાનામાં બીજું પરચુરણ કામ અને અંગ્રેજી ભાષાનું કામ પણ આવતું. આવી રીતે છાપખાનાથી પુષ્કળ કમાણી થવા માંડી.

નવા મિશનેરીઓમાંનાં બીજાં બે માર્શમૅન સાહેબ અને તેનાં મડમ સાહેબ હતાં. તેઓ મદદનીશ કામદારો તરીકે આવેલાં હતાં. તેઓએ બે બોર્ડિંગશાળાઓ સ્થાપી, અને આ રીતે પણ મિશનને આર્થિક મદદ થવા માંડી. બધા મિશનેરી સાહેબો સાથે રહેતા, જેથી થોડા ખર્ચમાં બધા નીભાવી શકતા. સાદા જીવનના ખર્ચ જોગું રાખીને તેઓ તેમની બાકીની કમાણી નવી શાળાઓ સ્થાપવામાં અને શાસ્ત્રના ભાગો છુટક છાપવામાં વાપરતા. આમ કામ ચાલતું હતું, તેવામાં સુભાગ્યે ફોર્ટ વિલ્યમની ગવર્ન્મેન્ટ કૉલેજમાં બંગાળી ભાષાના શિક્ષકનું કામ કેરિને માસિક રૂા. ૫૦૦ના પગારથી મળ્યું, તેજ કૉલેજમાં વળી સંસ્કૃત શિક્ષક તરીકે પણ તે કામ કરતો. તેણે સંસ્કૃત વ્યાકરણ અને શબ્દકોષ પણ રચ્યાં.

## તેઓના પ્રયાસનું પ્રથમ ફળ.

હવે આ ત્રણે મિશનેરીઓ સારી કમાણી કરવા લાગ્યા. સરકારે કેરિને બંગાળી ભાષામાં ભાષાંતરકર્તા નીમ્યો, ને માસિક રૂા. ૧૨૦૦નો પગાર તે બદલ ઠરાવવામાં આવ્યો. આ મોટા

પગારમાંથી તે પોતાના ખર્ચને વાસ્તે માત્ર રૂ. ૫૦ રાખીને બાકીના મિશનશાળાઓ અને બીજા કામને અર્થે આપી દેતો. માર્શમૅન અને વૅાર્ડ પણ પોતાની આવકનો અલ્પાંશ પોતાના ઘરખાનગી ખર્ચને વાસ્તે રાખી બાકીનો ભાગ મિશનના શુભ કામમાં આપી દેતા. આ રીતે જે મદદ ત્રણે મિશનેરીઓ કરતા તે વડે અને ઈંગ્લાંડથી મળતી મદદ વડે અન્ય સ્થળોએ પણ મિશનમથકો ખોલવામાં આવ્યાં. તે ઉપરાંત આ મિશને જાવા, લંકા અને મોરેશ્યસ પણ પોતાના મિશનેરીઓ મોકલ્યા.

પ્રથમ ખ્રીસ્તી થનાર કૃષ્ણચંદ્રપાલ નામે એક સુથાર હતો, જેણે ઈ. સ. ૧૮૦૨માં બાપ્તિસ્માનો સંસ્કાર લઇ પ્રગટ રીતે ખ્રીસ્તને સ્વીકાર્યો. થોડા વખતમાં તેની સ્ત્રી તથા સાળી પણ ખ્રીસ્તી થયાં.

## છાપખાનું અને ભાષાંતરો.

હિન્દુસ્તાનમાં સૌથી પ્રથમ છાપખાનું કેરિનું હતું. તેણે બંગાળી ભાષામાં બાઇબલ છાપવાનું કામ માથે લીધું, પણ તેમાં તેને ઘણીજ મુશ્કેલીઓ નડી. પ્રથમ તો તે ભાષાનાં બીબાં ન હોવાથી તે પાડવાં પડયાં. તે ઉપરાંત છાપવાના સારા કાગળની અછતને અંગે સિરામપુર મિશનને કાગળ બનાવવાનું કારખાનું ખોલવાની જરૂર પડી.

૪૦ વરસ સુધી કેરિ તથા તેના કેટલાક મદદનીશો ભાષાંતરના કામમાં રોકાએલા રહ્યા, અને આખરે શુભ પરિણામ એ આવ્યું કે હિન્દુસ્તાનની ૨૨ વિવિધ ભાષાઓમાં બાઇબલનું ભાષાંતર કરવામાં આવ્યું. તેઓમાંની એક ભાષા ગુજરાતી પણ છે. તે ભાષાંતર ઈ. સ. ૧૮૨૦માં બહાર પડયું હતું. તેની નકલ સુરત મિશન પ્રેસમાં છે. તે ભાષાંતર કેવું છે તે આ પરથી માલમ પડશે : "કયેંમકયે ઈશ્વરયેં સંસારનેં એવૂં વાલ્હ કયૂં કયે

ત્યેણે પોતાંના એકજન્માં દીકરાને આપ્યૂં કયે જયે હરેક મણોસ ત્યેના ઉપર વિશ્વાસ કરૈ છે ત્યે નાશ ન થાય પરંતુ અનન્ત જંમારૈ પામે" (યોહ. ૩ ; ૧૬). તદુપરાંત ચીની ભાષામાં પણ તે અમુલ્ય પુસ્તકનું ભાષાંતર કરવામાં આવ્યું. બાઇબલના ભાષાંતર ઉપરાંત કેરિએ હિન્દુસ્તાનની ઘણીખરી ભાષાઓનાં વ્યાકરણ અને શબ્દકોષો રચ્યાં. આમાંનાં કેટલાંક અદ્યાપિ સીરામપુર કૉલેજમાં સાચવી મૂકવામાં આવેલાં છે, અને તે પ્રેક્ષકોને બતાવવામાં આવે છે.

પરંતુ ઈ. સ. ૧૮૧૨માં એક ભયંકર આફત આવી પડી, એટલે કે ભયંકર આગ સળગી ઉઠયાથી છાપખાનું તથા તેમાંનો ઘણો કીમતી સામાન તેનો ભોગ થઇ પડયાં, અને લાખેક રૂપિયાનું નુકસાન થયું. મહાપ્રયત્ને ફરીથી છાપખાનાનું યાંત્રિક સાહિત્ય ગોઠવવામાં આવ્યું. કેરિના પ્રયત્ને બીજા પણ કેટલાક મહા અગત્યના સામાજિક સુધારા દેશમાં થયા, એટલે કે ઠગ લોકોનો નાશ, ગંગા નદીમાં બાળકોને ફેંકી દેવાની કનિષ્ટ રીતનો નાશ, તથા સતી થવાના કમકમાટ ઉપજાવે એવા રિવાજનો નાશ કરવામાં તે સાધનભૂત થયો.

## કૃષિવિદ્યામાં સુધારો.

કેરિને પુષ્પો તથા અનેક પ્રકારના છોડવાઓનો ઘણો શોખ હતો. સીરામપુરમાં પાંચ એકર જમીનનો તેણે એક મોટો બાગ બનાવ્યો હતો. રફતે રફતે તેણે ઉતમ પ્રકારનાં ફુલઝાડોનો સારો જમાવ કર્યો. પુષ્પો ઉપરાંત કીમતી સાગ અને ફળવૃક્ષોના રોપ પણ તેણે તેના બગીચામાં દાખલ કર્યા. આવી રીતે હિન્દુસ્તાનની "ઍગ્રિકલ્ચરલ અને હૉર્ટિકલ્ચરલ ( કૃષિકામ અને બાગકામ ) સોસાઇટી"નો તે સ્થાપક થયો. આ સોસાઇટીએ ચહા, કૉફિ, પટેટા અને કિવનાઈનનાં ઝાડ ઉછેરી હિન્દુસ્તાનમાં તે દાખલ કીધાં.

### કેળવણીને લગતું કામ.

ઈ. સ. ૧૮૧૮માં સીરામપુરમાં સ્થપાએલી કૉલેજ આજ લગી હયાત છે, અને હજી પણ તે કૉલેજમાંથી પુષ્કળ વિદ્યાર્થીઓ ભણીગણી હિન્દુસ્તાનના અનેક ભાગોમાં જાય છે.

### અંત.

વૃદ્ધાવસ્થામાં કેરિ પર અનેક આફતો આવી પડી; જેવી કે મિશનના પોષણાર્થે રોકેલી અનામતોની ખુવારી, વળી સરકારી ભાષાંતરકર્તા તરીકે તેની જે નોકરી હતી તે પણ ગઈ. આવી રીતે તેની આવકનાં ઝાડ સુકાઈ ગયાં. દારિદ્રય અને દુઃખ તેના પર આવી પડયાં. આટલું થવા છતાંએ ભાષાંતર કરવાનું કામ તેણે જારી રાખ્યું. એવામાં ડૉ. ડફ કરીને એક જણ તેની મુલાકાતે આવ્યો. કેરિએ ઉઠાવેલા મહાન શ્રમોને લીધે ડફે તેની તારીફ કરી. પરંતુ કેરિએ કહ્યું, "આપ સાહેબ ડૉ. કેરિ વિષે ઘણું બોલ્યા કરો છો, પણ મારા મરણ પછી કેરિ વિષે નહિ, પણ કેરિના તારનાર વિષે આપ બોલશો." ઈ. સ. ૧૮૩૪ના જુન માસમાં ૭૩ વરસની વયે કેરિ મરણ પામ્યો. તેની કબર સીરામપુરમાં છે.

---

## એડોનિરામ જડસન.

### શરૂઆતનું જીવન અને મિશનેરી થવાનું આમંત્રણ.

એડોનિરામ જડસનનો જન્મ ૧૭૮૮ના ઓગસ્ટ માસમાં અમેરિકા દેશમાં થયો હતો. તેનો પિતા અમેરિકાની એક મંડળીનો પાળક સાહેબ હતો. છોકરવાદ અવસ્થામાંથીજ એડોનિરામની હોશિયારી જણાઈ આવતી હતી, અને દસ વરસની વયે પહોંચતાં તો તે સાક્ષર તરીકે ઓળખાવા લાગ્યો.

૧૬ વરસની વયે તે કૉલેજમાં દાખલ થયો. ત્રણ વરસમાં તેણે પ્રથમ ડીગ્રી મેળવી ; વળી તે તેમા વર્ગમાં પહેલે નંબરે આવ્યો. અનેક અવનવા અનુભવો મેળવ્યા પછી જડસને પોતાને પ્રભુને અર્પી દીધો, અને ઈશ્વરવિદ્યાશાળામાં દાખલ થયો.

રફતે રફતે ખ્રીસ્તરહિત લોકોને સુવાર્તા પહોંચાડવાના કામમાં તે રસ લેતો ગયો, અને આખરે તેણે ફૉરિન મિશનરી થવાનો ઠરાવ કર્યો. તેનો પિતા તેના કાબેલ છોકરાને વાસ્તે ઘણો અભિમાન ધરાવતો હતો. તેને તેના પુત્રનો વિચાર પસંદ ન આવ્યો ; તથાપિ જડસને તો ઉજ્વળ ભવિષ્યોની આશા તિરસ્કારીને મિશનેરી થવાનુંજ પસંદ કર્યું.

## પ્રથમ અમેરિકન ફૉરિન મિશન સોસાઇટીની સ્થાપના.

જડસનને પરદેશ મોકલનાર કોઈ મિશન અમેરિકામાં નહોતું. આ પરથી જડસને તથા તેના વિચારને સમ્મત થનાર બીજા પાંચ યુવકોએ મળી એક મંડળ સ્થાપ્યું, જેનું નામ "અમેરિકન બોર્ડ ઓવ ફૉરિન મિશનસ" પડયું. આ મિશન તરફથી મોકલાએલા પ્રથમ મિશનરીઓ જડસન અને તેના જોડીયાઓ હતા.

## લગ્ન અને હિન્દુસ્તાન તરફ પ્રયાણ.

ઍન હેસલીન નામની એક બાઈ સાથે જડસને ૧૮૧૨ના ફેબ્રુઆરી માસમાં લગ્ન કર્યું. ત્યાર પછી થોડાં અઠવાડિયાંમાં આ દમ્પતિ અને બીજા ચાર જણ હિન્દુસ્તાન જવા નીકળ્યાં. પૂર્વના દેશોમાં સુવાર્તાનો સંદેશ લઈ જનાર અમેરિકન મિશનેરીઓની આ પ્રથમજ ટોળી હતી.

સફર દરમિયાન જડસન અને તેની પત્ની વચ્ચે બાપ્તિસ્માની ખરી રીત શું હોવી જોઇએ, એ વિષે વાદવિવાદ થયો. કલકત્તામાં

આવીને તેઓ બન્નેએ જળસંસ્કાર લીધો. તેઓનું આ પગલું ખરેખર ઘણું હિમ્મતભર્યું હતું, કારણકે અમેરિકન બોર્ડ તો કોન્ગ્રીગેશનલ મિશનના મતાનુસારી હતું. અદ્યાપિ કોઈ બેપ્ટિસ્ટ સંસ્થા સ્થપાઈ નહોતી. આ કારણને લીધે તેઓને લાગ્યું કે હવે અમેરિકાથી મદદ બંધ થશે.

કલકત્તે આવ્યા પછી તેઓને ડૉ. કેરિ અને તેના મિત્રોની મુલાકાત થઇ. તેઓએ તેમનો ઉલટભર્યો સત્કાર કર્યો.

## મુશ્કેલીઓની શરૂઆત.

આ વખતે ઇસ્ટ ઈન્ડિયા કંપની હિન્દુસ્તાન પર અમલ ચલાવતી હતી. ઉપરોક્ત મિશનેરીઓને કલકતામાં આવ્યાને થોડોજ વખત થયો હતો, એટલામાં તો કંપની સરકાર તરફથી તેમને હુકમ મળ્યો કે, દસ દિવસમાં આ દેશ છોડી તમારે અમેરિકા ચાલ્યા જવું. ઘણા પ્રયત્ને તેઓને મોરિશ્યસ જવાની પરવાનગી મળી. આ ટાપુ ફ્રેંચ સરકારના તાબામાં હતો. તેઓ ત્યાં ચાર માસજ રહી ફરીથી વહાણમાં બેસી ૧૮૧૩ ના મે માસમાં મદ્રાસ આવ્યાં, પરંતુ અહીં પણ તેઓને ટકવા દેવામાં આવ્યાં નહિ. તે વખતે જે વહાણ મદ્રાસ બંદરેથી નીકળનાર હતું તે તો રંગુન અને બ્રહ્મદેશ તરફ જનાર હતું. હવે તેઓને વિચાર થઈ પડયો કે રંગુન જવું, કે પાછા અમેરિકા જવું. આખરે રંગુનની ટીકીટ ખરીદી તેઓ ત્યાં ગયાં. ત્યાં જઈને થોડા વખત લગી તેઓ વિલ્યમ કેરિના પુત્રના ઘરમાં રહ્યાં.

## પ્રથમ અમેરિકન બેપ્ટિસ્ટ મિશન સોસાઇટી.

જડસને બોસ્ટન શહેરમાંના એક પ્રખ્યાત પાળક પર એક પત્ર લખ્યો. આ પત્રમાં જડસને પોતાના વિચારો પ્રદર્શિત કર્યા, જે પરથી ૧૮૧૪ના મે માસમાં ફિલાડેલ્ફીઆ શહેરમાં બેપ્ટિસ્ટ

મિશનેરી સોસાઈટીની સ્થાપના કરવામાં આવી. જડસન અને તેની સ્ત્રી તે સોસાઈટીનાં પ્રથમ મિશનેરીઓ ગણાયાં.

## બાઇબલનું ભાષાંતર.

બ્રહ્મી ભાષાનું થોડુંઘણું જ્ઞાન સંપાદન કર્યા બાદ જડસને તે ભાષામાં બાઈબલનું ભાષાંતર કરવાનું કામ આરંભ્યું. તે ઉપરાંત તેણે એક ટ્રાકટ પ્રસિદ્ધ કરી, અને બાઈબલનું મુખ્ય શિક્ષણ શું છે, તે તેમાં પ્રગટ કર્યું. એવામાં સીરામપુરના ઇંગ્લિશ બેપ્ટિસ્ટ ભાઇઓએ બ્રહ્મી ભાષાનાં બીબાંવાળું એક પ્રેસ આ નવા મિશનને ભેટ આપ્યું. આ કીમતી ભેટની મદદથી બ્રહ્મી ભાષામાં પ્રથમ માત્થીની સુવાર્તા છાપવામાં આવી, અને કાળાન્તરે આખું પવિત્ર શાસ્ત્ર પણ તેજ ભાષામાં છપાઈ બહાર પડયું.

## શરૂઆત.

આ મિશનને એક પ્રકારની મદદની ઘણી જરૂર હતી, એટલામાં પ્રભુકૃપાએ બે કુટુંબો રંગુન આવ્યાં, અને આ મિશનમાં જોડાયાં. ભજનસેવાને સારૂ જડસને એક નાનું દેવળ બાંધ્યું, અને ૧૮૧૯ના એપ્રિલમાં પ્રથમ જાહેર ભજનસેવા ચલાવવામાં આવી. ત્યાર પછી બે મહિને એક વિધર્મીએ બાપ્તિસ્મા લીધું અને તે ખ્રીસ્તી થયો. આ દેશમાં સાત વરસ લગી એકે વિધર્મી ખ્રીસ્તી થયો નહોતો.

ધીરે ધીરે બીજાં માણસો પણ આ નવા ધર્મ વિષે સંશોધન કરવા લાગ્યાં, જેથી સરકારી અમલદારોએ ગભરાઇને બાઇબલનું શિક્ષણ આપવાની ના પાડી. ખ્રીસ્તી ધર્મનું શિક્ષણ પ્રસારવાની પરવાનગી ખુદ રાજા પાસેથી પ્રાપ્ત કરવાના હેતુથી જડસન રાજધાનીના નગર આવા ગયો, પણ તેનો એ હેતુ બર આવ્યો નહિ, ને નાઉમેદ થઈને તે રંગુન પાછો ફર્યો. આવી અનેક

પ્રકારની સતાવણીઓ થવા છતાં થોડાઘણા નવા ખ્રીસ્તીઓ મેળવાયા, જેમને જીવનનો માર્ગ પ્રગટ કરવામાં આવ્યો.

## ઉત્તેજન.

ભયંકર માંદગીને પરિણામે જડસન સાહેબનાં પત્નીને અમેરિકા જવું પડયું. જડસન હવે એકલો પડયો. પરંતુ ૧૮૨૧ ના ડિસેમ્બરમાં ડૉ. પ્રાઇસ નામનો એક વૈદક મિશનેરી આવ્યો, અને જડસનનો સહાય્યક થયો. રાજાએ આ ડૉકટરની પ્રશંસા સાંભળીને તેને આવા આવવાનું આમંત્રણ આપ્યું. જડસન પણ તેની સંઘાતે ગયો. દરબારી રીત મુજબ બન્નેનો સારો સત્કાર કરવામાં આવ્યો. રાજાએ તેમને થોડી જમીન આપી. ડૉ. પ્રાઈસે આ જમીનમાં એક ઘર બાંધ્યું. જડસને પણ ત્યાં રહી આવામાં મિશન ખોલવાનો ઠરાવ કર્યો, એટલામાં મિસિસ જડસન અમેરિકાથી પાછાં આવ્યાં, અને તેમની સાથે બીજા બે નવા મિશનેરીઓ પણ આવ્યા. રંગુનનું મિશન આ બે નવા મિશનેરીઓને સોંપી જડસન દંપતિ આવા મુકામે આવી રહ્યાં.

## સતાવણી.

શરૂઆતમાં આવાનું મિશન ઠીક ચાલ્યું, અને કંઈ વિઘ્ન નડયું નહિ; પરંતુ થોડા વખતમાં ઇંગ્લાંડ અને બ્રહ્મદેશ વચ્ચે વિગ્રહ શરૂ થતાં જડસન અને પ્રાઈસને તુરંગમાં પુરવામાં આવ્યા, તેઓને સાંકળોથી બાંધવામાં આવ્યા, અને એક અસ્વચ્છ તુરંગમાં જેટલું દુઃખ અને નિર્દયતા તેઓને દઈ શકાય તેટલાનો અનુભવ તેમને કરાવ્યો. તે ઉપરાંત વારંવાર મરણની ભીતિ તેમને આપવામાં આવતી હતી. મિસિસ જડસનના ઘર પર પણ પહેરો મૂકવામાં આવ્યો હતો, અને અનેક રીતિએ તે બાઇનું અપમાન કરવામાં આવ્યું હતું. ઘણા આર્થિક ભોગે

મિસિસ જડસને પોતાના પતિને તુરંગમાં મળવા જવાની પરવાનગી મેળવી; અને અતિ શ્રમે એવી ગોઠવણ કીધી કે તેના પતિ સાથે જરા સારી વર્તણુક ચલાવવામાં આવે. જડસનને તુરંગમાંથી મુક્ત કરવાને તેની સ્ત્રીએ અનેકવિધ પ્રયત્નો કીધા, પરંતુ તે સર્વ વ્યર્થ નીવડયા.

૧૮૨૫ના જાન્યુઆરીમાં મિસિસ જડસનને એક પુત્રી સાંપડી, અને પરિણામે ખાટલાવશ હોવાથી કંઈક મુદત સુધી તે કેદખાનાની મુલાકાત લઈ શકી નહિ. થોડા વખત પછી તેને ખબર મળી કે સર્વ ગોરા કેદીઓને કેદખાનાની છેક અંદરની ઓરડીઓમાં પુરવામાં આવ્યા છે. એવામાં વળી જડસનને તાવ લાગુ થયો. ફરીથી જડસનને મુક્ત કરાવવાને મિસિસ જડસને ગવર્નર સાહેબ પાસે જઇ કાલાવાલા કર્યા. તેની માગણી અમાન્ય થઈ, પરંતુ એટલું કરવામાં આવ્યું કે, જડસનને એક પાંજરામાં પુરવામાં આવ્યો, જેમાં થોડા વખત પરજ એક સિંહને ભૂખે મારી નાખવામાં આવ્યો હતો. મિસિસ જડસનને તેના પતિની મુલાકાતને અર્થે હવે આ સિંહના પાંજરામાં આવવું પડતું, તે તેની સાથે ખોરાક અને ઔષધ પણ લાવતી.

એક દિવસે સવારે મિસિસ જડસનને એવી ખબર મળી કે બધા ગોરા કેદીઓને આવાથી ઔંગબીન્લે મોકલી દેવામાં આવ્યા છે. મિસિસ જડસન પણ તેના પતિની પાછળ ગઈ, અને તેની મુલાકાત લેતાં તેને માલમ પડયું કે શ્રમ અને સખત તાપમાં ચાલવાને લીધે તે અર્ધમૃત સ્થિતિમાં આવી ગયો છે. આવાથી ઔંગબીન્લે સુધીની મુસાફરીમાં સઘળા કેદીઓને બબ્બેના જુથમાં દોરડાવડે બાંધવામાં આવ્યા હતા, અને ઘોડા પર સ્વાર થએલો એક અમલદાર પશુને હાંકવામાં આવે તેમ તેઓને હાંકતો હતો.

તેઓને પાછા એક ગંદા કેદખાનામાં પુરી તેઓના પગ હેડમાં ઠોકયા, અનેક પ્રકારની વિટંબણા તેઓને સહેવી પડતી હતી, અને ભૂખનું દુઃખ તો ખરેખર અસહ્ય હતું. મિસિસ જડસનને પણ તેના પતિની પાસે વારંવાર એવે સ્થળે જવાથી શીતળાનો ભયંકર વ્યાધિ લાગુ પડયો.

## જડસન દુભાષક.

આખરે ૧૮૨૫ના નવેમ્બરમાં જડસનને તુરંગમુક્ત કરવામાં આવ્યો, પરંતુ હજી તેને ઘેર જવાની પરવાનગી મળી નહોતી. બ્રહ્મી લોકો અને અંગ્રેજો એકબીજાની ભાષાથી અજાણ હોવાને લીધે એક બીજા સાથે વાતચિત કરી શકતા નહોતા. તેથી બ્રહ્મી સરકારે જડસનને બ્રહ્મીઓની છાવણીમાં દુભાષક નીમ્યો. આવા સંજોગોને અંગે સાત અઠવાડિયાં સુધી તે ત્યાંજ રોકાયો, અને જ્યારે તે આવા આવ્યો ત્યારે તો તેની સ્ત્રીને તાવે મરણતોલ માંદી પડેલી તેણે જોઇ. તેની બાળપુત્રી પણ ભૂખથી લગભગ મરણતોલ થઇ ગએલી હતી. જડસન આવા આવ્યો ત્યાર પછી બે દિવસ પછી ઇંગ્લાંડ સાથે સુલેહ કરવામાં આવી. ૧૮૨૬ના માર્ચમાં તેમને ઘેર સિધાવવાની રજા મળી. બધું મળીને તેઓ દોઢ વરસ કેદમાં રહ્યાં હતાં.

## જડસનની સ્ત્રી તથા પુત્રીનું મરણ.

અંગ્રેજ સરકારે જડસનને આવા જઇ બ્રહ્મદેશના રાજા સાથે સુલેહ કરવાનું કામ સોંપ્યું. ઘણી નાખુશીથી જડસને એ કામ માથે લીધું, અને આવા ગયો. ત્યાં ગયા પછી તેને શોકદાયક સમાચાર મળ્યા કે, મિસિસ જડસન મરણ પામી. તેમનું બાળક પણ તેની માતાના મરણ પછી લાંબી મુદત જીવ્યું નહિ, પણ મરણ પામ્યું, ને તેની માની કબર પાસે તેને દાટવામાં આવ્યું.

## મોલમેનમાં કરેલું કામ.

હવે પછી મોલમેન બ્રિટિશ સત્તાનું મુખ્ય મથક થયું, એટલે મિશનનું મથક પણ તેજ સ્થળે કરવામાં આવ્યું. અહીં જડસને બાઈબલનું બ્રહ્મી ભાષાંતર પૂરૂં કર્યું. વળી એક મિશનેરી છાપખાનાના કામનો જાણકાર હોવાથી તેણે નવો કરાર એકદમ છાપવા માંડયો.

## કારેન લોકોમાં કરેલું કામ.

જડસન ફક્ત ભાષાંતરનું અને છાપવાનું કામ કરતો એમ તો નહિ, પણ પ્રસંગ મળ્યે તે સુવાર્તા પણ પ્રગટ કરતો, ટ્રાકટો અને અન્ય પુસ્તકો પણ વહેંચતો. કારેન લોકોમાંથી પ્રથમ ખ્રીસ્તને શરણે આવનાર કોથાબ્યુ કરીને એક જણ હતો. તે લુટારાઓની ટોળીનો નાયક હતો, પણ ખ્રીસ્તી થયા પછી ઘણા કારેનોને તે ખ્રીસ્તની ગમ લાવનાર થયો. આ તો કારેન કોમમાં થએલા કામની શરૂઆતજ હતી, પણ તેને પરિણામે તે કોમમાંના ક્રુે ભાગના લોકો કંઈક મુદત પછી ખ્રીસ્તનો અંગીકાર કરનારા થયા.

## જડસનનું બીજું લગ્ન.

મિસિસ જડસનના મૃત્યુ બાદ આઠ વરસે એટલે ૧૮૩૪ના એપ્રિલમાં જડસને બીજી વાર લગ્ન કર્યું. તેની બીજી સ્ત્રી તેની ખરેખરી સહાયકારી નીવડી, વળી તે એક યોગ્ય મિશનેરી બાનુ પણ હતી. પણ દુઃખની વાત એ છે કે આ બાઈ પણ લગ્ન પછી દસેક વરસમાં ગુજરી ગઈ. એ અરસામાં તેમને ત્રણ બાળકો થયાં. અમેરિકા જતાં વહાણમાંજ તે ભલી બાઈ મરણ પામી. સેંટ હેલિનાના ટાપુમાં તેને દાટવામાં આવી. પછીથી જડસન સાહેબ તેનાં ત્રણ નમાયાં છોકરાંને લઈને અમેરિકા ગયો.

### બ્રહ્મદેશમાં પુનરાગમન.

જડસને ત્રીજી વખત પણ લગ્ન કર્યું. લગ્ન પછી ૧૮૪૬ના જુલાઈ માસમાં પાછો બ્રહ્મદેશ આવ્યો, અને રંગુનમાં મથક કર્યું. થોડા વખત પછી ત્યાંથી તે મોલમેન ગયો, અને તેની બાકીની જીંદગી બ્રહ્મી ભાષાનો શબ્દકોષ તૈયાર કરવામાં ગાળી.

### મરણ.

ઘણાં વરસોના અથાક શ્રમ અને દુઃખને લીધે તેની તબીઅત લથડી ગઈ. તે સખત માંદો પડયો. તેને એમ લાગ્યું કે દરિયાઈ મુસાફરીથી મારી તબીઅત સુધરશે. પોતાની સ્ત્રી તથા બાળકોને પડતાં મૂકીને તે વહાણમાં ચઢી બેઠો, પરંતુ તેની તબીઅતમાં કંઇ સુધારો થયો નહિ. નવ દિવસની ટુંકી મુદત પછી તેનો આત્મા, જે ઘણાં સંકટો અને સતાવણીઓની કસોટીમાં અજીત માલમ પડયો હતો, તે તેના ઉત્પન્નકર્તા સમીપ જઈ પહોંચ્યો. ૬૪ વરસની વયે ૧૮૫૦ના એપ્રીલ માસમાં જડસનને દરિયાઈ કબરનેજ સ્વાધીન કરવામાં આવ્યો.

---

## વિલ્યમ મિલર.

### શરૂઆતનું જીવન.

વિલ્યમ મિલરનો જન્મ ૧૮૩૮ના જાન્યુઆરીમાં સ્કૉટલાંડ દેશમાં થયો હતો. તેનો પિતા વ્યાપારી તેમજ વહાણનો માલીક હતો. તેના દેશની નિશાળો અને કૉલેજમાંજ તેણે અભ્યાસ કર્યો હતો. શરૂઆતથીજ અભ્યાસ પ્રતિ તેનું સારૂં વલણ પ્રદર્શિત થતું હતું. ઉનાળાની રજાઓ દરમિયાન હાઈલૅંડસમાં આવેલા તેના કાકાના ઘેર તે જતો, ત્યાં તેના કાકાનાં ઘેટાંબકરાં

તે સાચવતો. વખત જતાં ગી. શા.નું ૨૩મું ગીત તેને અતિ પ્રિય થઇ પડયું, અને રાતે ઘેટાં સાચવનાર દાઉદ તેનો પ્રિય વીર-પુરૂષ થઈ પડ્યો.

## મદ્રાસ જવાનું આમંત્રણ.

ઈશ્વરવિદ્યાશાળાનો અભ્યાસક્રમ પૂરો કર્યા બાદ, એડિનબરો શહેરની એક મંડળીમાં ઉપદેશકનું કામ તેને મળ્યું. હિન્દુસ્તાન એક અતિ વિશાળ કાર્યક્ષેત્ર છે, એવું હજી મિલરને માલમ નહોતું. જોન એન્ડરસન નામના એક પુરૂષે મદ્રાસમાં ૧૮૩૯માં મિશનમથક અને નિશાળ સ્થાપ્યાં હતાં. આનો કબજો લેવાને એક સમર્થ પુરૂષની જરૂર જણાતાં મી. મિલરને તે કામને સારૂ આમંત્રણ મોકલવામાં આવ્યું. મિલરે તરત તે આમંત્રણ સ્વીકારી લીધું. તે પોતેજ કહેતો હતો કે, હિન્દુસ્તાનમાંથી મદદના પોકાર નીકળતા હતા, તે સાંભળીને હું હિન્દુસ્તાનમાં આવ્યો અને જ્યાં મદદની જરૂર હોય એવા કોઈ પણ સ્થળનો હું અસ્વીકાર કરૂં એવું તો બનેજ નહિ. ૧૮૬૨ના ડિસેમ્બરમાં તે મદ્રાસ આવ્યો. આ વખતે તે ફક્ત ૨૪ વરસનો યુવક હતો.

## હિન્દુસ્તાનમાં ગાળેલાં પ્રથમ વર્ષો.

મદ્રાસમાં રહીને ફ્રી ચર્ચ મિશનના એજન્ટ તરીકે કામ કરવામાં તેણે શરૂઆતનાં કેટલાંક વરસો ગાળ્યાં. મિશનના સેક્રેટરી તરીકે વિધર્મીઓમાં ઉપદેશનું કામ, કેળવણી અને વૈદ્યકીય કામ, વગેરે પર તે દેખરેખ રાખતો. આ મિશનની તેણે પુનર્વ્યવસ્થા કરી, અને જે પ્રાથમિક શાળા ચાલતી હતી, તેને વધારીને તેને કૉલેજની સ્થિતિમાં આણી. પાંચ વરસ પછી તે રજા પર સ્વદેશ ગયો. ત્યાં ગયા પછીજ પહેલવહેલું તેને લાગ્યું કે, હિન્દુસ્તાનમાંનું કામ તે પ્રભુથી મને સોંપાએલું કામ છે. ૧૮૬૯માં તે પાછો મદ્રાસ આવ્યો.

## યુનિવર્સિટી સાથે જોડાણ.

૧૮૫૭માં મદ્રાસમાં યુનિવર્સિટી સ્થાપવામાં આવી. ઘણાં વરસો સુધી મિલર તે યુનિવર્સિટીમાં અંગ્રેજી અને ઇતિહાસનો પરીક્ષક રહ્યો. વળી ૧૮૬૭માં તેને યુનિવર્સિટીનો "ફેલો" નીમવામાં આવ્યો. ૩૦ વરસ લગી સિન્ડિકેટનો સભાસદ તે રહ્યો. વળી મદ્રાસ અને મ્હેસૂરમાં પણ સરકાર તેની સહાય અને સલાહની કદર કરતી હતી.

## મદ્રાસ ક્રિશ્ચિયન કૉલેજની સ્થાપના.

મિલરે પ્રથમ રજા પરથી પાછા આવ્યા પછી પોતાની સર્વ શક્તિઓ કૉલેજને સર્વ બાબતે આબાદ કરવામાં વાપરી. તે કૉલેજને તેણે "યુનાઇટેડ ક્રિશ્ચિયન કૉલેજ"નું રૂપ આપ્યું, જેથી તેના નિભાવમાં સર્વ પ્રોટેસ્ટાંટ સંસ્થાઓ મદદ કરી શકે એવું થયું. આવી રીતે ૧૮૬૭માં "મદ્રાસ ક્રિશ્ચિયન કોલેજ"ની સ્થાપના થઈ. ૧૮૭૮માં તે ફરીથી રજા પર ગયો. સ્કોટલાંડ જઇ હિન્દુસ્તાનમાં કેળવણીની કેટલી અનિવાર્ય અગત્ય છે, તે સંબંધી વ્યાખ્યાનો આપી નાણાં ઉભાં કર્યાં.

## કેળવણીક્ષેત્રમાં કરેલા સુધારા.

મદ્રાસ ઈલાકામાં કેળવણીના પ્રચારને અંગે તેણે અતિ શ્રમ ઉઠાવ્યો. કેળવણીને લગતા કાનુનો પસાર કરાવવામાં પણ તેણે આગેવાની કરી હતી. તેની સૂચનાઓ સરકારે ગ્રાન્ટ-ઇન-એઈડ કોડમાં કાનુનો તરીકે સ્વીકારી. કેળવણીમાં સરકાર મદદ કરે એ બાબતમાં તે પ્રથમ હિલચાલ કરનાર થયો. વળી એ સર્વ ઉપરાંત હિન્દી સરકારે કેળવણીના કમિશનમાં પણ તેની નિમણુક કરી.

## કૉલેજને લગતી હોસ્ટેલો.

મદ્રાસની આજુબાજુના પ્રાંતો અને શહેરમાંથી આવતા વિદ્યાર્થીઓની સગવડને સારૂ મદ્રાસ શહેરમાં એક હોસ્ટેલ હોય તો સારૂં, એવો ઘણાને વિચાર આવ્યો. તેઓ પૈકી ડૉ. મિલર પણ હતો. આ વિદ્યાર્થીઓને વાસ્તે ડૉ. મિલરે પોતાને ખર્ચે "સ્ટુડન્ટસ હોમ" બંધાવ્યું. વળી "ક્રિશ્ચિયન કૉલેજ મેગેઝિન" એ નામનું પત્ર પણ તેણે શરૂ કર્યું, જે આજ પર્યંત ચાલુ છે.

વળી કૉલેજમાંથી પસાર થઈ ગએલા જુના અને નવા વિદ્યાર્થીઓનું તેણે એક વાર્ષિક સમ્મેલન સ્થાપ્યું, જેનું નામ તેણે "ક્રિશ્ચિયન કૉલેજ ડે" પાડયું. તે પણ હજુ દર વરસે મળે છે; અને એમ જુના તથા નવા વિદ્યાર્થીઓનો વાર્ષિક મેળાવડો થાય છે. કેળવણીના કાર્યમાં આટલો બધો ઉમંગ-ભર્યો તે ભાગ લેતો, પણ તેથી પોતાનું મિશનેરી તરીકેનું કામ તે વિસરી જતો નહિ. તે ઘણી વાર મિશનેરી કોન્ફરન્સનો પ્રેસિડેન્ટ નીમાતો; અને તેના કામની સફળતાને માટે કીમતી સૂચનાઓ આપતો.

## સ્મારકસ્તંભ.

ડૉ. મિલર અથાક કામ કરનાર હતો. તે દરરોજ સવારે વહેલો ઉઠતો,-અને રાત્રે મોડો સૂઈ જતો. વળી બપોરે પણ તે ભાગ્યેજ આરામ લેતો. પત્રવ્યવહાર કરવામાં, વિદ્યાર્થીઓને મળી તેમને પ્રસંગાનુસાર સલાહ કે ઠપકો આપવામાં, તથા પોતાને મળેલો વખત અને શક્તિનો યોગ્ય ઉપયોગ કરવામાં તે પોતાનો નિવૃત્તિનો સમય ગાળતો.

તેની આતુર આકાંક્ષા એ હતી કે હિન્દુસ્તાન દુનિયાની પ્રજાઓમાં યોગ્ય સ્થાન ભોગવનાર થાય, અને તેની એ આકાંક્ષા

બર આવે, માટે કૉલેજને એ દિશામાં પ્રગતિ કરાવવાને પ્રયત્ન કરતો, અને એજ મુજબ તે કામ લેતો.

ડૉ. મિલરે કરેલા કેળવણીના કામની જે ચિરકાળ સ્મરણીય અસર થઈ તેના સ્મારક તરીકે ૧૯૦૧માં મદ્રાસ શહેરમાં તેનું બાવલું ઉભું કરવામાં આવ્યું. આ સ્મારક હિન્દુસ્તાનના યુવકોને વાસ્તે અને કેળવણીના હકમાં જે કામ તેણે કર્યું હતું, તેનું નિત્ય સ્મરણ કરાવનાર છે.

## વાનપ્રસ્થ.

જે કામ ડૉ. મિલરને અતિ પ્રિય લાગતું, અને જેને અર્થે તેણે તેની જીંદગીનાં ૪૫ વરસો આપી દીધાં હતાં, તે કામમાંથી કમને, નાદુરસ્ત તબિયતને કારણે, અને આંખની નબળાઈને કારણે તે વાનપ્રસ્થ થઈ સ્વદેશ સિધાવ્યો.

સ્કૉટલાંડ ગયા પછી તેની તબિયતમાં કંઈક સુધારો થયો ખરો, પરંતુ તેની આંખનું તેજ તો ઘટ્યું તે ઘટ્યું. હિન્દુસ્તાન પ્રત્યે, અને ખાસ કરીને તેની કૉલેજ પ્રત્યેનો તેનો પ્રેમ તો સ્કૉટલાંડ ગયા પછી પણ કાયમ રહ્યો.

## અંત.

ડૉ. મિલર પર તેની જીંદગીના છેલ્લા દિવસોમાં ઈન્ફ્લુએન્ઝા નામના પ્રાણહર તાવે હુમલો કર્યો, તેનું કૌવત ઘટી ગયું, અને તેને પરિણામે તેના વતન એડિનબરોમાંજ ૧૯૨૨ના જુલાઈ માસમાં તે મરણ પામ્યો. તે કદી પરણ્યોજ નહોતો. મરતી વખતે "મદ્રાસ ક્રિશ્ચિયન કૉલેજ" જે તેનું પ્યારૂં બચ્ચું હતું, તેને વાસ્તે તેણે એવો મોટી જાગીર મૂકી હતી કે જેથી તેનું નામ એટલું તો ચિરકાળ સ્મરણીય થઇ પડે કે

પત્થરનો સ્મારક પણ એવું કરી ન શકે. એક મિશનેરી, કેળવણીપ્રસારક અને પરદુઃખભંજનહાર તરીકે મદ્રાસ ઈલાકાના ઈતિહાસમાંથી ડૉ. મિલરના નામનું કદાપિ વિસ્મરણ થનાર નથી.



